# દીનતા આશ્રયનાં પ્રાકૃત

# ધોળપદ.



લેખક અન પ્રકાશક:

'સર્વ ભગવદીયોના દાસનો દાસ'

દીનદાસ

**શા. ભગવાનદાસ ચુનીલાલ**

મુ. નડીઆદ

---

પ્રથમ આવૃત્તિ. સંવત ૧૯૮૬.

પ્રત ૫૦૦. સને ૧૯૩૦.

---

ન્યોછાવર ૦—૨—૦

# દીનતા આશ્રયનાં ધોળપદ.



## ધોળ ૧ લું.

જનમ ધરી જુમનાંજીમાંરે નહિયે,—એ રાગ.

હરિ ગુણ ગવરાવશો તો ગઇશ, માર્ગ મુને બતાવસો ત્યાં જઇશ,૧
જંજાળમાં રાખશો તો રહિશ, આંબરૂમાં કરસો એવો થઇશ. ૨
માટે મેહેર કરીનેરે મહારાજ,રાખશોતો રેહેશે ભગાતણી લાજ.૩

## ધોળ ૨ જું.

(ગજલની રાહ.)

અહો શ્રીનાથજી પ્યારે, શરણ હું આવીયો તારે,
કૃપા થઇ આપની જ્યારે, ઉભો હું શ્રીહરિ દ્વારે. અહો ૧
દઇ દર્શન આ દીનને, કરો મુજ ચિત્ત પાવનને;
આવ્યા જે આપને શરણે, ટળ્યાં છે જન્મને મરણે. ૨
એવી આશાએ આવ્યો હું અનાથનો નાથ છું હરિ તું;
ન જોશો દોશ કોઇ મારા, તમે છો દુઃખ હરનારા. ૩
હરિ મને દાસના દાસ, ઠરાવી રાખજો પાસ;
નથી આ જગતમાં ગમતું, તોયે રહે મનમહી રમતું. ૪
અહો એ આપની માયા, ટળે નહિં પંચ વિષયો આ;
અરેરે ચિંત્યામાં ચકચુર, રહ્યો હું આપથી બહુ દુર. ૫
ન જાણું રીત સેવાની, કરૂ ના પ્રિત તેવાની,
રહ્યો હું નાથ કુસંગે, કરી દુર દયોને સત સંગે. ૬

થયું વૃદ્ધ આ શરિર મારૂં, નથી થાતું ભજન તારૂં;
વૃથામાં જન્મ ખોયો મેં, ગુમાવ્યો અમુલ્ય અવસરને, ૭
દયાળુ દેવ મોરારી, તમો સો જાણો છેઃ મારી,
પછી શું કેહેવું હરિ મારે, તમો વિણ કોણ ઉગારે. ૮
સંવત ઓગણી છોતેર, ચૈત્ર વદી નવમીએ ઘેર,
આવ્યો તેને શરણ રાખી, દીઓ નિત્ય દાસને નાંખી. ૯
વિનંતિ એટલી મારી, પ્રભુજી લ્યોને સ્વિકારી;
કહે દિન દાસનો દાસ પ્રભુજી પુરજો આશ. અહો. ૧૦

## ધોળ ૩ જું.

### ( રાગ ઉપરનો. )

ગાઊ શું ગુણ ગિરિધારી, તમારી છે છબી ન્યારી;
દર્શને દુઃખ હરનારી, મોહન મોહ કરનારી. ગાઊ. ૧
બંસરી છે બહુ પ્યારી, વ્રજને ત્રેહ કરનારી।
અરે હો વૃજના ચારી, તમો પર જાઊ બલીહારી. ગાઊ. ૨
ધરી શીર પાઘ તો સારી, મુગટપર જાઊ હું વારી;
ગુંજાની માળા ગિરધારી, ધરી છે કંઠે આવારી. ગાઊ. ૩
ગયો અંજાઇ વનમાળી, કેસરી તિલક ભાળી;
કમળ, જુઇ, શોભે છે સારી, મોગરો મેહેકે બહુ ભારી. ૪
ગુલાબને ચંબેલી ન્યાળી, પ્રભુ ખુશ થાઓ છો ભારી;
વિગેરે પુષ્પો વનમાળી, શોભે છે માળાઓ સારી. ૫
અહો શ્રીનાથજી મારી, દ્રષ્ટિને લે ચરણ તારી;
હ્રુદયમાં રાજો મોરારી, ભગુને લ્યોને ઉગારી. ૬

## ધોળ ૪ થું.

### ( રાગ ગજલની રાહ. )

ખરીદુ શું હું શામળીયા ? તમે છો પ્રેમ પાતળીયા,
તમે શ્રી રાધિકા સ્વામી, તમે છો અંતર યામી. ખરીદુ. ૧
તમે છો દેવના દેવા, કરૂ હું ક્યમ કરી સેવા ?
રટે શેષ સહસ્ર જીભ્હાએ, નારદ સરસ્વતી ગાએ. ખ. ૨
તમે છો ગાયોના ગોવાળ, તમે છો ભક્તના પ્રતિપાળ;
તમે છો નાથના નાથ, રમો નિત્ય ગોપીઓ સાથ. ખ. ૩
અરે હું મંદ ભાગી છું, પ્રભુ પ્રેમે અધુરો છું;
નથી કાંઇ હામ કે દામ, ખરીદું ક્યમ કરી નામ ? ખ. ૪
કૃપા જો હોય તમારી, ખરીદુ નામ વનમાળી;
કહે ભગવાન દાસજ જે સ્વીકારો પ્રેમ હોયજ તે. ખ. ૫

## ધોળ ૫ મું.

### ( ચાલ્ય હરિગિતની. )

હે નાથ હું છું શરણુ આપને, અન્ય સ્થળે કહો કયાં જાઊ ?
મ્હોટા તણા ઘરનો બની, હવે ગુણ કોના હું ગાઊ ?
છે કોણ એવો આપ સમ, ત્રૈલોકમાં શ્રીનાથજી ?
કે શરણુ છોડી આપનું, જઇ જોડુ કોને હાથજી ! હે નાથ. ૧
આ દેહ ઇંદ્રિ પ્રાણને, અંતઃકરણ કરી આપનાં,
હું શીર સાટે આવીયો છું મોહિને તમ માપમાં;
અનંત કોટી જગતના છો ઈષ મારા નાથજી,
હું શરણુ છોડી આપનું જઇ જોડુ કોને હાથજી. હે નાથ. ૨

વળી ઉદ્ધારણ અધમના છો પતિત પાવન હો પ્રભુ,
ત્યમ દયાસાગર દીનબંધુ જાણું હું તમને પ્રભુ;
વળી શ્યામ સુંદરને મનોહર સુખાનંદ શ્રીનાથજી,
હું શરણ છોડી આપનું જઇ જોડું કોને હાથજી. હે નાથ. ૩
વળી ગુણના નિધાન છોડી અન્ય આશ્રય ક્યાં કરૂં ?
અખંડ અવિચળ પતિ છોડી અન્ય હું કોને વરૂં ?
માટે વિચારો આપ આપની વડાઇ શ્રીનાથજી,
હું શરણ છોડી આપનું જઇ જોડું કોને હાથજી. હે નાથ. ૫
ગમે તેવો તોય હું ગુલામ છું તમ ઘર તણો,
લાયક નથી હું નાથજી પણ વચન વલ્લભ શું લહો;
કુભારજા પણ કુલીન હોય તે પાળે છે શ્રીનાથજી,
હું શરણ છોડી આપનું જઇ જોડું કોને હાથજી. હે નાથ. ૬
ના હોય સ્વામી ધર્મ સતીનો ભટકતી સઘળે ફરે,
હા ! શૂરવિર સંગ્રામમાં જઈ પીઠ પાછી નવ કરે;
દીન દાસની એટેક રાખો તો રહે શ્રીનાથજી,
હું શરણ છોડી આપનું જઇ જોડું કોને હાથજી ! હે નાથ. ૭

## ધોળ ૬ ઠું.

( દામોદર દુઃખડાં કાપોરે પાવલે લાગું–એ રાગ. )

પ્રભુ મને દુષ્ટનો સંગ તજાવોરે હો દીન બંધુ,
હરિજનનો સંગ મેળાવો રે હો કૃપા સિંધુ;
વાલ્હાજી જેવો સંગ તેવોજ લાગે રંગ,
માટે દ્યો સદા સતસંગજરે હો દિન બંધુ. પ્રભુ. ૧

પ્રભુજી મારા સંતોની સંગે ગુણ ગાઊં,
દુષ્ટોમાં દુષ્ટજ થાઉ રે હો દીન બંધુ. પ્રભુ. ૨
પ્રભુજી જેથી પડે ભજનમાં ભંગ,
ના હોજો તેશું પ્રસંગજરે હે દીન બંધુ. પ્રભુ. ૩
પ્રભુજી કર સાહ્યો છે કિંકર કેરો.
ના જોતાં પાપ અનેરાંરે; હો દીનબંધુ. પ્રભુ. ૪
પ્રભુજી મારા દાસ ભગવાનદાસ વિનવે,
ઇચ્છે છે રેહેવા ચરણે રે, હો દીનબંધુ. પ્રભુ. ૫

## ધોળ ૭ મું.

### (રાગ ઉપરનો.)

પ્રભુ મને પ્રપંચ સૌ વિસરાવો રે હો દીનબંધુ,
મારૂ ચિત્ત તમ ચરણે રખાવો રે હો કૃપાસિંધુ.
વ્હાલાજી મારૂ મન ચગડોળેજ ચઢીયું,
મોહ માયામાં જઇ પડીયુંરે હો દીનબંધુ. પ્રભુ મને. ૧
વ્હાલાજી મારૂ કહ્યું ના માને એ મન,
છે મારૂ એ દુશ્મન રે, હો દીનબંધુ. પ્રભુ મને. ૨
વ્હાલાજી તેથી અહંતાને મમતા કરાવે,
નવ સેવા સ્મરણ ભાવેરે. હો દીનબંધુ. પ્રભુ મને. ૩
કદાપી આપ કૃપાયે જાય સતસંગે,
પણ રંગાય નહિં એ રંગે રે હો દીવબંધુ.પ્રભુ મને. ૪
વ્હાલાજી એની સંગે મેં ખાધો બહુ માર,
અને ભટકયો અપરંપારરે હે. દીનબંધુ. પ્રભુ મને. ૫

વ્હાલાજી એના દોષ તણો નથી પાર,
તેથી ભોગવું આ સંસારરે હો દીનબંધુ. પ્રભુ મને. ૬
વ્હાલાજી કાંતો લુચ્ચાએ મનને મારો,
કાંતો નિજ ચરણે ઠારોરે હો દીનબંધુ. પ્રભુ મને. ૭
વ્હાલાજી કહુ શું ઝાઝું ? છો અંતરયામી,
હું તો છું લુણુ હરામીરે હો દીનબંધુ. પ્રભુ મને ૮
વ્હાલાજી મારા દોષ તણો નથી પાર,
તે જોશો નહિં લગારરે હો દીનબંધુ. પ્રભુ મને. ૯
વ્હાલાજી મારા આપ છો દીન દયાળ,
મારે અન્ય નથી આધારરે હો દીનબંધુ. પ્રભુ મને. ૧૦
વ્હાલાજી મારા વચન વલ્લભ શું વિચારી,
શુદ્ધ લેજો અંતે મારીરે, હો દીનબંધુ. પ્રભુ મને. ૧૧
વ્હાલાજી મને આપ કૃપાયે આવ્યુ ભાન,
ત્યારે વિનવું હરિ ભગવાનજરે હો દીનબંધુ. પ્રભુ મને. ૧૨
વ્હાલાજી મ્હારા વિનંતી આટલી સ્વિકારો,
હે નાથ હું છું તમારોરે, હો દીનબંધુ. પ્રભુ મને. ૧૩
વ્હાલાજી મ્હારા દાસ ભગવાનને એ આશા,
હવે કરશો નહિં નીરાશારે હો દીનબંધુ. પ્રભુ મને. ૧૪

## ધોળ ૮ મું.

( રાગ ઉપરનો. )

મ્હારી વસમી વેળાએ આવજોરે, ત્યાં કોણ મારૂં અલબેલી ?
મ્હારી ચિંત્યાએ ભુલાવજોરે, ત્યાં કોણ મારૂં બેલી ?

પ્રભુજી મને અંત સમાનું દુઃખ ભારી,
ત્યારે ધાજો ત્યાં ગિરિધારીરે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૧
પ્રભુજી મારાં સગાંને વ્હાલાં અળગાં રહેશે,
જ્યારે જમ જંજીરા દેશેરે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૨
પ્રભુજી મારા દોષ જોઈ જો નહિ આવો,
તો દુશ્મનનો ફાવશે દાવોરે ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૩
પ્રભુજી મ્હારા હશે નહિ શુદ્ધ કે સાંન,
ત્યારે ધાજો ત્યાં ભગવાનજરે, ત્યાં કોણ મારૂં બેલી ? મહારી. ૪
પ્રભુજી મ્હારા હમણાં હું આપનો કહેવાઉં,
પણ અંતે જો મુંઝાઉં તો ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૫
પ્રભુજી મ્હારા તે વેળા વ્હારે આવી ધાજો,
દાસને સહાય થાજોરે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૬
પ્રભુજી મારા વિનવું છું આજથી હું તમને,
અટકાવજો આવતા જમનેરે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૭
પ્રભુજી મારા શ્રીગુરૂ સાંખ્યો તે વિચારી,
શુદ્ધ લેજો અંતે મ્હારીરે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૮
પ્રભુજી મારા માત પિતાને તમે ભ્રાતા,
મ્હારા જેવા નવ હરિ થાતારે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૯
પ્રભુજી મ્હારા વડાઈ આપની વિચારી,
દીન દાસને લેજો ઉગારીરે, ત્યાં કોણ મારૂં બેલી ? મ્હારી. ૧૦

## ઢાળ ૯ મું.

(રાગ ઉપરનો.)

હરિ મને ચરણ શરમાં રાખ્યો ને હવે શિદ સંતાપો ?
મ્હારો ઉદ્વેગ અને અશાન્તિરે, કેમ ના કાપો ?
પ્રભુજી મારા વિશ્વના વિશ્વંભર છો આપ,
છો જીવ તણા મા–બાપરે, હવે શિદ સંતાપો ? હરિ. ૧
પ્રભુજી મારા અધમોના ઉદ્ધારક છો આપ,
કેમ ટાળો ન દાસના તાપરે, હવે શિદ સંતાપો ? હરિ. ૨
પ્રભુજી મારા ઝેર વેર કે ઇર્ષાય,
શું આપ વસો ત્યાં હોય કે હવે શિદ સંતાપો ? હરિ. ૩
પ્રભુજી મારા મિથ્યા લવરીને નિંદાય,
શું હોયે ચરણની માંહ્ય કે, હવે શિદ સંતાપો ? હરિ. ૪
પ્રભુજી મારા કુડ કપટની બાજી,
રહ્યા પંચાદિક પણ ગાજીરે, હવે શિદ સંતાપો ? હરિ. ૫
પ્રભુજી મારા સોનું કસોટીએ ચઢશે,
પિત્તળ તો પાછું પડશેરે, હવે શિદ સંતાપો ? હરિ. ૬
પ્રભુજી મારા અવિદ્યા આ સૌ ટાળો,
ચિત્ત દાસનું ચરણમાં વાળોરે, હવે શિદ સંતાપો ? હરિ. ૭
પ્રભુજી મારા ઝેર નહિ ને નહિ વેર,
આનંદની ઉમંગે લ્હેરરે, હવે શિદ સંતાપો ? હરિ. ૮
પ્રભુજી મારા તે સ્થળે દાસને બોલાવો,
વળી મારો કહી હસાવોરે, હવે શિદ સંતાપો ? હરિ. ૯

પ્રભુજી મારા કૃપા જો આપની હોયે,
તો તેડો ગોકુળ માંહ્યરે, હવે શિદ સંતાપો ? હરિ. ૧૦
પ્રભુજી મારા આપ છો અંતરયામી,
દીન દાસ કહે શિરનામીરે હવે શિદ સંતાપો ? હરિ. ૧૧

## ધોળ ૧૦ મું.

### ( રાગ ઉપરનો. )

### દર્શન માટેની વિજ્ઞપ્તિ.

મારી નજરે આગળ આવીરે, દર્શન દયોને;
મારા હૃદયે રૂડા ભાવીરે, દર્શન દયોને.
પ્રભુજી મારા મણિમય મ્હેલ નંદાનો,
આગળ પાછળ વન વૃંદાનાંરે: એ દર્શન દયોને. મારી. ૧
પ્રભુજી મારા તે મ્હેલ મધ્યે બિરાજો,
દીન દાસના હૃદયે રાજોરે; એ દર્શન દયોને. મારી. ૨
પ્રભુજી મારા માત યશોદા ઉત્સંગે,
પય પાન કરો ઉમંગેરે; એ દર્શન દયોને. મારી. ૩
પ્રભુજી મારા નંદાજીનેરે આંગણીયે,
રૂમઝુમ રૂમઝુમ કરતા રમીયેરે; એ દર્શન દયોને. મારી. ૪
પ્રભુજી મારા મોર મુગટ શિર ધારી,
વ્હાતા વેણું શ્રીવનમાળીરે; એ દર્શન દયોને. મારી. ૫
પ્રભુજી મારા નેપુરના ઝણુકારા,
રહે કર્ણે અખંડ ધારારે; એ દર્શન દયોને. મારી. ૬

પ્રભુજી મારા શ્રીમુખ પુનમચંદ,
દેઈ દર્શન દયો આનંદરે; એ દર્શન દયોને. મારી. ૭
પ્રભુજી ગોપી ગોરસ વેચવા જાય,
માગો દાન ત્યાં દાની રાયરે; એ દર્શન દયોને. મારી. ૮
પ્રભુજી મારા હિ હિ ગૌ પુઠળે કરતા,
વળી ગોવાળો શું રમતારે; એ દર્શન દયોને. મારી. ૯
પ્રભુજી મારા છાક આરોગો વન માંહ્ય,
મંડળ ગોવાળનું છે જ્યાંયરે; એ દર્શન દયોને. મારી. ૧૦
પ્રભુજી મારા ઇંદ્રના કોપથી ઉગાર્યું,
તોળી ગિરિવ્રજને તાર્યુંરે; એ દર્શન દયોને. મારી. ૧૧
પ્રભુજી મારા ગોપી જળ જમુનાં જાય,
ત્યારે ત્યાં કરો અંતરાયરે; એ દર્શન દયોને. મારી. ૧૨
પ્રભુજી મારા રમીયા જે રાસ રસાળ,
નૃત્ય કીધું નટવરલાલરે; એ દર્શન દયોને. મારી. ૧૩
પ્રભુજી મારા નિત્ય નિત્ય નૌતમ લીલા,
વળી રાધાજી શું વિવારે; એ દર્શન દયોને. મારી. ૧૪
પ્રભુજી મારા દર્શન દેઇને દુઃખ હરજો,
કર કમળ શિર ધરજ્યોરે; એ દર્શન દયોને મારી. ૧૫
પ્રભુજી મારા એકવાર મારોજ કહીને,
કર સહાજ્યો સામા ધાઇનેરે; એ દર્શન દયોને. મારી. ૧૬
પ્રભુજી મારા વંદ્રાતેવનના વાશી,
ઇચ્છું છું થાવા દાસીરે; એ દર્શન દયોને. મારી. ૧૭

પ્રભુજી મારા લાયક નથી હું કોઇ રીત્યે,
વલ્લભની કાન્નીને પ્રિત્યેરે; એ દર્શન દયોને. મારી. ૧૮
પ્રભુજી મારા ઇચ્છા જળ જાુમનાંનું પીવા,
દીન દાસને દયો ત્યાં રહેવારે; એ દર્શન દયોને. મારી. ૧૯

## ધોળ ૧૧ મું.

જનુની જીવો રે ગોપીચંદની, જમતા જાઓ જોગીરાજજી: ાા એ રાગ: ાા તથા બીજા પ્રભાત રાગમાં પણ ગાઇ શકાય એમ છે, પરંતુ હાલ તો પ્રથમ રાગ "જનુની જીવોરે" એમાંજ બોલું છું તે સાંભળો.

હે નાથ હું નિઃસાધન છું, છું હોનાથ હું દીનજી,
સવાત્મ ભાવ નથી અને, છેક છું ભાગ્ય હિણુજી૦ હે નાથ૦ ૧
આજ્ઞાનો ધારક હુ નથી, તેમ નથી વિસ્વાસજી,
આપમાં પરમ આદર નથી, વ્હાલા શ્રીઅવિનાશજી૦ હે નાથ. ૨
સુદ્ધજ ભાવે શ્રીનાથજી, વ્હાલા પુષ્ટિની રીતજી,
સેવીકે સમરી જાણું નહિં, કરી સાચીજ પ્રિતજી૦ હે નાથ. ૩
છળ કપટ ઇર્ષા અને, એવા દોષ વાળુયજી,
હૃદય મારૂ છે શ્રીહરિ, એમ બહુ મેલુયજી૦ હે નાથ. ૪
મનમાં કશુક અને શ્રીહરિ, માગુ છું હું કશુયજી,
તેથી કૃપાળુ શ્રીકૃષ્ણુજી, કંટાળો છો બહુયજી૦ હે નાથ. ૫
સમરણ કરતાં શ્રીનાજી, આવે અન્ય વિચારજી,
ધ્યાન ધરૂં તો શ્રીનાથજી, થાયેના એક તારજી૦ હે નાથ. ૬
ચળિત ઇંદ્રિઓ છે બધી, છે મુજ ચલિત મનજી,
સ્થિત ના થાયે હો પ્રભુ, આપ ચરણારવિંદજી૦ હે નાથ. ૭

બુદ્ધિ અને બળ હિણુ છું, દુષ્ટ છું હું સ્વામીયજી,
શરિરની શિથિલતા, હાવે બહુ જામીયજી૦ હે નાથ. ૮
તથી અશકત હુ છું હરિ, કરવાને સાધનજી,
આળસ અને પ્રમાદનાં, આવે ઘણાં વિઘનજી૦ હે નાથ. ૯
નડે મને એ શ્રીનાથજી, કરવા દે ન સતસંગજી,
પુષ્ટિના ભક્ત વિના હરિ, સાચો લાગે ના રંગજી૦ હે નાથ. ૧૦
આશ્રય સેવામાં શ્રીહરિ, નિવેદનની રિતિયજી,
નિવેદ ધૈર્યને શર્ણની, નથી થઇ સ્થિતિયજી૦ હે નાથ. ૧૧
આચાર, વિચાર હો પ્રભુ, વ્હાલા શુદ્ધજ ધર્મજી,
સમજ્યોના કાંઇ શ્રીનાથજી, પુષ્ટિમાર્ગનો મર્મજી૦ હે નાથ. ૧૨
દુર્લભ મનુષ્યા દેહ આ, વૃથામાંજ ગયોયજી,
ઉત્તમ માર્ગ શ્રીમાહાપ્રભુ, તણો મેં ન જાણ્યોયજી૦ હે નાથ. ૧૩
અહંતા, મમતા, અવિદ્યા તણાં, વ્હાલા બહુ બંધનજી,
છુટ્યાં ના દુ:ખ એ શ્રીહરિ, કરવાં પડે છે સહનજી૦ હે નાથ. ૧૪
કામ, ક્રોધ, મદ, લોભને, વ્હાલા છે ઘણો મોહજી,
હણીઓ છે મુજને એમણે, કરીને બહુ જોરજી૦ હે નાથ. ૧૫
ચિંત્યા પણ ચિતા રૂપે, નિશ દિન બાળેયજી,
અમુલ્ય આમણી દેહને, ભસ્મ કરી વાળેયજી૦ હે નાથ. ૧૬
વ્યાવૃત્તિમાં રહી સદા, વ્હાલા સમય ગાળુયજી,
પણ શાન્ત થઇને શ્રીહરિ, કદી નવ ભાળુયજી૦ હે નાથ. ૧૭
ભોગને રોગ વધ્યા ઘણા, શ્યામ શરિરની માંયજી,
ઇચ્છે છે હાવે સુખને, શાન્તિ જ્યાંનેરે ત્યાંયજી૦ હે નાથ. ૧૮

તન, મન ને ધન હિણુતો, એમ થયો હું છુંયજી,
હા નાથ હું કેઇ પેરથી, સેવુ અને સમરૂયજી૦ હે નાથ. ૧૯
ઉદ્વેગ પ્રતિબંધ હો પ્રભુ, ભોગ પણુ છે બાધકજી;
આજ્ઞા શ્રીમાહાપ્રભુ તણી, કરવાને છે એ ત્યાગજી. હે નાથ. ૨૦
પણ ત્યાગ કોઇ પ્રકારથી, નાથ મુથીના થાયજી;
ઇંદ્રિઓને મન એ સૌ, લૌકિકમાંજ જાયજી. હે નાથ. ૨૧
વૈદિકનો પણુ શ્રીહરિ, ત્યાગ થયો નથીયજી,
વિષિયાદિકને વશ રહ્યો, વ્હાલા હું તો અતિયજી. હે નાથ. ૨૨
સ્વતંત્રતા વિણ શ્રીહરિ, સેવા સ્મરણ ના થાયજી;
પણ ભાગ્યહિણુને હો પ્રભુ, યોગ એવો કયાં હોયજી. હે નાથ. ૨૩
આપ વિયોગની સ્ફુર્તિ, નથી મને સ્વામીયજી;
વાણી અને વ્હાલા મન તણો, સંયમ નથી પ્રણાગીયજી. હે. ૨૪
ઉદાસીનતા નથી મને, અભક્તની ઉપરજી,
અનાશક્તિ નથી હરિ, ગૃહ આદિ ઉપરજી. હે નાથ. ૨૫
એવા અનેક દોષો તણો, ભરેલો છે ભંડારજી,
ગણુતાં ના પાર આવે પ્રભુ, આપ છો સુકુમારજી. હે નાથ. ૨૬
જાણુના નાથ છે કેટલા, મારામાં અવગુણુજી,
કે કેવા પ્રકારના છે હરિ, મારામાં દુરગુણુજી. હે નાથ. ૨૭
તો પછી વર્ણુન તેહનું, કે, વિનતી શું કરૂંયજી;
રિત પણુ વિનતી તણી, નાથ કાંઈના જાણુંયજી. હે નાથ. ૨૮
માટે હો નાથજી આપના, સદગુણુ જેહ જેહજી;
અવગુણુ એ બધા મુજમાં, નાથ છે તેહ તેહજી. હે નાથ. ૨૯

પણ થાય કૃપા જો આપની, મારા વ્હાલા શ્રીનાથજી;
તો તે આગળ મુજ દોષની, વ્હાલા શું છે વિશાતજી. હે નાથ. ૩૦
ઉપેક્ષા મુજ કરો નહિં, આપ છો કૃપાળુજજી;
કારણ સિંધુ છો શ્રીહરિ, દયાના દયાળુજજી. હે નાથ. ૩૧
ભુલો પડયો ભવકુપમાં, ભટકુ જ્યાંનેરે ત્યાંયજી;
તેમાં આશ્રય આપનો, મળ્યો શ્રીવૃજરાયજી. હે નાથ ૩૨
હાવે શરણ મુકી આપનું, હરિ હું ક્યાં જાઊંયજી ?
ચરણનું સુખ ચુકી અને, નાથ ક્યાં હું ટીચાઊજી ? હે નાથ. ૩૩
માટે વદયા છો આપશું, શ્રીમદ્‌વલ્લભ સાથજી,
શ્રાવણ સુદી એકાદશી, યમુનાં ત્રટ અર્ધરાતજી. હે નાથ. ૩૪
આજ્ઞા બ્રહ્મ સંબંધની, નાથ આપે કીધીયજી;
દયા કરી નિજ જીવોની, ભાગ્ય આપે લીધીયજી હે નાથ. ૩૫
દોષિત જીવજ માત્ર જે, હોય ભૂતળે જેહજી,
તેમને શરણ લઈ તમે, ધરીને હરિ નેહજી. હે નાથ. ૩૬
તેમના ઉપર કૃપા કરી, લેઇને મુજ શરણજી;
દોષ ટાળી સૌ તેમના, દઈશ સેવાને સ્મર્ણજી. હે નાથ. ૩૭
સંસારી જીવ કુળવાન કે, હોય જો શાહુકારજી;
પાળે છે નિજ વચનને, પ્રભુ એ પડે છે પારજી. હે નાથ. ૩૮
તો આપ પુરણ બ્રહ્મ છો, પુરૂષોત્તમરાયજી;
અનંત કોટી બ્રહ્માન્ડના, ઇશ છોજી સદાયજી. હે નાથ. ૩૯
તો હવે વચન આપનું, વાહાલા શિઘ્રપાળોયજી;
દાસના દોષ જે હોય તે, ટાળો અને બાળોઃયજી. હે નાથ. ૪૦

શ્રીમદ્‌વલ્લભ માહાપ્રભુ, ને શ્રીઆચાર્યચર્ણજી;
તેમના સુભગ વંશજદ્વારા આવ્યો છું શર્ણજી. હે નાથ. ૪૧
શ્રીમુખ વદયા છો શ્રીહરિ, શ્રીમદ્‌ ભાગવત્‌ માંહ્યજી.
સ્કંધ પંચમે હો પ્રભુ, અધ્યાય પંચમ જ્યાંયજી. હે નાથ. ૪૨
ઋષભ દેવ રૂપે હરિ, પુત્રોપદેશ કર્યોયજી;
તે નિજ જીવોને કારણે, પંથ પ્રગટ કર્યોયજી. હે નાથ. ૪૩
આરે સંસારમાં ભટકતા, પોતા તણા શિશ્યોયજી;
તેઓને મુક્ત કરે નહિં, ગુરૂના જાણવોયજી. હે નાથ. ૪૪
તેમ સંબંધિ પિતા અને, માતા દેવ પતિયજી;
ઉપદેશ આપેના સત્ય તો, જુઠી તેમની પ્રિતજી. હે નાથ. ૪૫
તો હરિ, દાસ હું આપનો, આપ છો મુજ નાથજી;
પોતાનો જાણી પાળો નહિં, કેહેવી કોને એ વાતજી ? હે નાથ. ૪૬
વળી પ્રતિજ્ઞા છે આપની, શ્રીમદ્‌ગીતાજી માંહ્યજી;
અધ્યાય નવમાની મહીં, શ્લોક ત્રીસ એક જ્યાંયજી હે નાથ. ૪૭
દુરાચારી પણ જીવજો, ભકત મારો રોજ થાયજી;
પાપ પ્રજાળી હું તેહનાં, આપું શાંન્તિ સદાયજી. હે નાથ. ૩૮
સ્ત્રી શુદ્રાદિક હોય તે, મારી ભકિત થકીયજી,
પરમ ગતિનેરે પામવા, રેહતો સંદેહ નથીયજી. હે નાથ. ૪૯
વળી અરાઢ અધ્યાયમાં, પણ છે પ્રતિજ્ઞાયજી,
પાંસટ છાસટ શ્લોકમાં, વ્હાલા આપ વદયાજી. હે નાથ. ૫૦
એવી પ્રતિજ્ઞાઓ આપની, ઘણાં શાસ્ત્ર પુરાણજી,
પાળી અધમો ઓધારીયા, થાય જેનાં વખાણજી. હે નાથ. ૫૧

આપ કૃપાએ હું આવીઓ, વ્હાલા સતસંગ માંહ્યજી;
વખાણ આપનાં સાંભળ્યાં, વ્હાલા જ્યાંનેરે ત્યાંયજી. હે નાથ ૫૨
તેથી મોહ્યો હું આપના, માપને માહારાજજી;
વળી મોહ્યો રૂપ ગુણને, લીલા કેરાંરે કાજજી. હે નાથ. ૫૩
અધમોમાં અધમ હું એક છું, પણ કરો કૃપાયજી;
આસુરી મટીને હું હરિ, ઇચ્છું દૈવી થવાયજી. હે નાથ. ૫૪
માટે હો નાથજી માહ્યરા, જરા દયા કરોયજી;
ચર્ણને શરણમાં લેઇને, દોષ સૌ હરોયજી० હે નાથ. ૫૫
સંસાર માત્રનો માહ્યરો, મોહ છે તે ટાળોયજી;
દાસના ચિત્તને હો પ્રભુ, આપ ચર્ણે વાળોયજી० હે નાથ. ૫૬
આપની લીલાનાં હો પ્રભુ, દર્શન કરાવોયજી;
તલ્લિન રાખીને તેહમાં, આપ ગુણ ગવરાવોજી० હે નાથ. ૫૭
હે શ્રીગોપીજન વલ્લભ, વ્હાલા છો વ્રજનાથજી;
હે શ્રીમધુસુદન હરિ, સાહોને મુજ હાથજી० હે નાથ. ૫૮
શ્રીમદ્દવલ્લભ વિઠ્ઠલ, પ્રાણનાથ શ્રીકૃષ્ણજી;
વચન પાળોને આપનું, જેહ લીધું છે પણજી० હે નાથ. ૫૯
દીનતા આ દીન દાસના, હૃદયે પ્રકટાવોયજી;
સેવાને સમરણ આપનાં, પુષ્ટિ રીતે કરાવોયજી० હે નાથ. ૬૦
સાચી સેવા તો વૃજ ભક્તની, નામ રટણ શ્રીશેષજી;
ગાન કરે છે નારદ અને, બ્રહ્માદિક મહેશજી० હે નાથ. ૬૧
શુક સનકાદિક ધ્યાનમાં, નાથ નિત્ય ન્યાળેયજી;
અષ્ટ સખાદિક આપની, લીલા મધ્યે મહાલેયજી० હે નાથ. ૬૨

ધન્ય ધન્ય ભક્તોએ આપના, તરે અને તારેયજી;
તો હું અધમ આ જીવની, ક્યારે ચડશો વહારેયજી૦ હે નાથ. ૬૩
હા નાથ હા શ્રીકૃષ્ણજી, કૃપાળુ છો સ્વામીયજી;
હા શ્રીગોપીજન વલ્લભ, હા શ્રીગુણગ્રામીયજી૦ હે નાથ. ૬૪
હા શ્રીરાધિકા રમણ અને, હા શ્રીકૃષ્ણ પ્રણામીજી;
હા શ્રીયુગલ સ્વરૂપને, હા શ્રીઅંતરયામીજી૦ હે નાથ. ૬૫
હા શ્રીવૃંદાવનચંદને, હા શ્રી ચિત્તના ચોરજી;
હા શ્રીગોકુળ નાથજી, હા શ્રીનવલકીશોરજી૦ હે નાથ. ૬૬
હા શ્રીયશોદા ઉત્સંગને, હા શ્રીનંદના લાલજી;
હા શ્રીગોવર્ધનનાથજી, હા શ્રીગોપાળ લાલજી૦ હે નાથ. ૬૭
હા શ્રીગોકુળચંદ્રને, હા શ્રીયમુના વિહારીજી;
હા શ્રીમદનમોહનને, હા શ્રીવેણુનાધારીજી૦ હે નાથ. ૬૮
હા શ્રીકુંજનિકુંજના, યુથમાં રમનારાજી;
હા શ્રીરાસરસિકને, હા શ્રીપ્રાણથી પ્યારાજી૦ હે નાથ. ૬૯
હા શ્રીપુરણબ્રહ્મ છો, પુરૂષોત્તમ ભગવાનજી;
હા નાથ શ્રીબાળકૃષ્ણ છો, મનોહર મુર્તિમાનજી૦ હે નાથ. ૭૦
હા નાથ હા શ્રીકૃષ્ણ છો, દીનબંધુ દયાળજી;
હા નાથ હા શ્રીવલ્લભ, વિઠ્ઠલ છો કૃપાળજી૦ હે નાથ. ૭૧
હા નાથ હા શ્રીગોવિંદને, હા શ્રીઆનંદકંદજી;
હા શ્રીકોટિકંદર્પને, છો શ્રીલાવણ્યમંદજી૦ હે નાથ. ૭૨
હા શ્રીવૃજવૃન્દો તણા, પ્રભુ છો પ્રાણનાથજી;
હા શ્રીશ્યામસુંદીર અને, છો શ્રીશિરના તાજજી૦ હે નાથ. ૭૩

હા શ્રીત્રિભંગસ્વરૂપને, છો શ્રીરસનારૂપજી;
હા હરિ છો શ્રીજગતૃપતિ, છો શ્રીભકતોના ભુપજી૦ હે નાથ. ૭૪
હા શ્રીરમાનાથ છો, વ્હાલા છો નિજ નાથજી;
હા શ્રીસિંધુકૃપા તણા, છો શ્રીકૃપાના નાથજી૦ હે નાથ. ૭૫
હા શ્રીકમળનયનને, છો શ્રીતાપહારિયજી;
હા શ્રીમાધવ મોહનને, મધુસુદન મુરારીજી૦ હે નાથ. ૭૬
હા શ્રીદામોદર વિઠ્ઠલ, છો શ્રીદુઃખભંજનજી;
હા શ્રીમાનુનીઓ તણા, છો શ્રીમનરંજનજી૦ હે નાથ. ૭૭
હા નાથ, હાશ્રી આપ છો, પુતના પ્રાણ હારિયજી;
હા શ્રીકેશવ અકળકને, છો શ્રીકંસસંહારિજી૦ હે નાથ. ૭૮
હા શ્રીતૃણાવર્તને, નાથ સકટ ગતિયજી;
હા શ્રીયમલભંજનને, વ્હાલા ભુપતિયજી૦ હે નાથ. ૭૯
હા શ્રીકાળીમર્દનને, વ્હાલા મંગળ રૂપજી;
હા શ્રીઅરિષ્ટઅરિ હરિ, વળી કાળસ્વરૂપજી૦ હે નાથ. ૮૦
હા શ્રીવૃજાનંદને, વ્હાલા છો નિજાનંદજી;
હા શ્રીગોપ્રિય અને, વ્હાલા ગોકુળનાનંદજી૦ હે નાથ. ૮૧
હા શ્રીબ્રહ્મા ઈંદ્રને, શેષ મહેશ જયારેયજી;
નમન કરે નાથ આપને, ગૃહો મૌન્ય ત્યારેયજી૦ હે નાથ. ૮૨
હા શ્રીહિહિહિ કરો, પશુ પ્રતિ વનેયજી;
એવા અનાથોના નાથ છો, રહો વશ પ્રેમેયજી૦ હે નાથ. ૮૩
હા શ્રીવિરૂદ્ધધર્માશ્રયી, એવા છો શ્રીહરિયજી;
મહા મુગ્ધ ભક્તની આગળે, વ્હાલા રહો સદીયજી૦ હે નાથ. ૮૪

હા નાથ હા શ્રીકૃષ્ણ છો, આપ ગોકુળ ઇષ્ટજી;
હા નાથ શ્રીહરિ આપ છો, વૃજ આર્તિઘ્ન ઇષજી૦ હે નાથ ૮૫
હા શ્રીનવનિત પ્રિયા અને, વળી નંદના લાલજી;
હા નાથ શ્રીઘનશ્યામ છો, અને ઘનગોપાળજી૦ હે નાથ. ૮૬
હા હા હા હા હા પ્રભુ, ભકત હૃદય વાસિયજી;
હા હા હા નિજ ભકતના, આપ છો ઉપાસીયજી૦હે નાથ. ૮૭
હા નાથ હા શ્રીરમણ અને, છો હરિશ્રી પ્રિય કાન્તજી;
કયાં છો તમો પ્રભુ કયાં રહ્યા, વ્હાલા થઇને શાન્તજી૦હે નાથ. ૮૮
પાસે રહીને હો પ્રભુ આમ શું સતાવોયજી ?
અદૃશ્ય રહીને હો પ્રભુ, આમ શું અકળાવોયજી૦ હે નાથ. ૮૯
હદ થઇ આવે હો શ્રીનાથજી, હરિ હું શું કહુંયજી ?
આ રે અસાર સંસારમાં, ઘણો મુંઝઇ જઉંયજી૦ હે નાથ. ૯૦
અળગો કરો નહિ હો પ્રભુ, હરિ અલબેલાયજી;
મારે છે હરિ આખરી, ઘણી વસમી વેળાયજી૦ હે નાથ. ૯૧
હા શી દશા થશે માહારી, હો શ્રીગિરિવરધારીજી;
દોષ જોઇને જો માહારા, મુને મુકશો વિસારીજી૦ હે નાથ. ૯૨
માટે હો નાથજી મુજને એકવાર બોલાવોજી;
મારો કહીનેરે મુજને, નિજ હૃદયે લગાવોજી૦ હે નાથ. ૯૩
વિલંબ કરો નહિ હો પ્રભુ, છો શ્રીકૃષ્ણ સ્વામીયજી;
દયાનું બુંદ એક આપનાં, નહિ આવે ખામીયજી૦ હે નાથ. ૯૪
નેત્રોની આગળ શ્રીનાથજી, એકવાર આવોયજી;
દાસને પ્રગટરૂપે થઇ, દર્શનજ કરાવોયજી૦ હે નાથ. ૯૫

જીહ્વાએ નાથજી આપનાં, કીર્તનજ કરાવોયજી;
કર્ણથી કૃષ્ણજી આપની, કથામૃત સુણાવોયજી૦ હે નાથ. ૯૬
શિરથી સંતને આપવા, ચરણે નમાવોયજી,
ચરણે ચલાવી શ્રીનાથજી, વ્રજયાત્રા કરાવોજી૦ હે નાથ. ૯૭
દેહથી સાષ્ટાંગ શ્રીહરિ, દંડવત્ કરાવોજજી,
હસ્તને શ્રીહરિ આપની, સેવાયો બતાવોજજી૦ હે નાથ. ૯૮
સતસંગ શ્રેષ્ટ ભગવદી તણો, વ્હાલા નિત્ય આપોયજી,
અજ્ઞાન ટાળીને, દાસના, દોષ સો બાળોયજી૦ હે નાથ. ૯૯
લાયક નથી હું શ્રીહરિ, કરવાને સેવાયજી,
લાયક નથી હું શ્રીનાથજી, આપ ગુણગાવાયજી૦ હે નાથ. ૧૦૦
એવો અધમ હું શ્રીનાથજી, પણ કરો કૃપાયજી,
લાયક દેહ દીઓ મને, તો તો કાંઇક થાયજી૦ હે નાથ. ૧૦૧
વડાઇ આપની શ્રીહરિ, અને છે પ્રભુતાઇજી,
જાણીને શરણે હું આવીયો, રાખો ચર્ણની માંહયજી૦હે નાથ. ૧૦૨
આર્તસ્વરે વિનવું હરિ, ગદગદ કંઠેયજી,
દીનદાસ ભગવાનને, શિર છોજી તમેયજી૦ હે નાથ. ૧૦૩

## ધોળ ૧૨ મું.

( સર્વ તજીને ભજીએ શ્રીગોવિંદને–એ રાગ. )

શી રીતે રીઝાવું હુ હરિ આપને,
પ્રાણ જીવણ પ્રભુ નોધારાના આધારજો;
પરમ દયાળુ પુરણ પુરુષોત્તમ પ્રભુ,
શ્રીયશોદો ઉત્સંગ લાલીત્ત મનોહરલાલ જો– શી. ૧

શ્રીરાધાજીના પ્રિય શ્રીગોકુલનાથજી,
    કુંજ બિહારીને શ્રીવંદ્રાવનચંદ જો;
ગોપીજન વલ્લભ શ્રીગોવર્ધન નાથજી,
    યુગલ સ્વરૂપ અને પ્રેમ સ્વરૂપ ગોવિંદ જો- શી. ૨
ભાવના ભુખ્યા છો શ્રીભાવાત્મક પ્રભુ,
    મધુસુદન અને મુરલીધર ભગવાન જો;
કૃષ્ણ કૃપાળુ શ્રીગોકુલ ચંદ્રમાજી પ્રભુ,
    મદનમોહન શ્રીગુણનિધિ કૃપાનિધાન જો- શી. ૩
અંતરયામી જાણો અંતરની સૌ,
    બળ બુદ્ધિને દેવાવાળા જ્ઞાન જો;
પ્રાણી માત્રને પ્રભુજી આ અવનિ વિશે,
    જયમ નચાવો ત્યમ નાચે ભગવાન જો-- શી. ૪
સેવા ભક્તિને સતસંગના દાતાર છો,
    તન મન ધનને વાણીના અધિપતિય જો;
પ્રાણજીવણ પ્રભુ આપના ગુણને કર્મનાં,
    વેદ શ્રુતિ પણ વદી શકતાં નથીય જો-- શી. ૫
તો હું તનહિણ, ધનહિણ, બુદ્ધિહિણ છું,
    ભાવહિણ અને ભાગ્યહિણ પુરોયજી;
બળહિણ અને પ્રમાદિ પ્રપંચી ઘણો,
    તુચ્છ જીવ હું કળીતણો કોળીયોય જો- શી. ૬
તો શું આપની સેવા સ્મરણ કે ભજન,
    ગુણલા ગાઇ કે કરી જાણું વર્ણન જો;

શ્રીનંદરાયને ઘેર શ્રીમાત યશોમતિ,
  લાડલડાવે આપને જુગજીવન જો- શ્રી. ૭
સ્ફટિકમણીના મેહેલ પ્રભુજી આપના,
  રત્ન જડિતને શોભા તણો નહિં પાર જો;
વિવિધ પ્રકારનાં આસનને શ્રૃંગાર પણ,
  વિવિધ પ્રકારના નાટારંગ નંદલાલ જો- શ્રી. ૮
સેવાને સામગ્રી વિવિધ પ્રકારની,
  સમાસમાના વિવિધ ભોગ ધરેય જો;
પ્રાણ સખી શ્રીસ્વામિનીજી પધારીને,
  માતાજીની સાથે ટેહેલ કરેય જો-- શ્રી. ૯
વૃજ ભક્તો પણ વિરહે આવે ત્યાં સૌ,
  દર્શન કરીને ભુલે શરિરનાં ભાન જો;
પુરણ પ્રેમે ટેહેલ કરે ત્યાં આપની,
  પછી પધારો નિકુંજમાં ભગવાન જો- શ્રી. ૧૦
ત્યારે ગાડાં ઘેલાં સૌ થાયે હરિ,
  પ્રાણ પાથરે આપ તણે કાજેય જો;
મનના મનોરથ પુરો તેમના શ્રીનાથજી,
  કુંજ ભોવનમાં તાતા થેઇ થાયેય જો- શ્રી. ૧૧
શ્રીગિરિરાજપર છાક આરોગો છો હરિ,
  અષ્ટ સખાને ગોવાળોની સાથ જો;
દધી મીઠોને વ્યંજન બહુત પ્રકારથી,
  આનંદે આરોગો છો શ્રીગોકુલનાથ જો- શ્રી. ૧૨

સુબલ, સુદામા, અર્જુન, ભોજ વિશાલને,
  કૃષ્ણ, તોક, રષભ એહ સખાય જો;
નાચો ખેલો શ્રીનાથજી એમના સંગમાં,
  તોપછી દુષ્ટ આ જીવની ગણના ક્યાં થાયજો—શી. ૧૩
શિવ, વિધિ, સનકાદિજ આ ઈચ્છે સૌ,
  પણ વિણ કૃપા ન પામે એહ પ્રસાદજો;
મિન થયા વિધિ કણિકો લેવા કારણે,
  ત્યારે પોચ્છા કર કાંમળી એ નાથ જો— શી. ૧૪
હાર્દ આપનુ જાણે તે સેવા કરે,
  તે સેવાયે શ્રીનાથજી થાઓ પ્રસન્ન જો;
તેથી માત યશોદાજીની પ્રત્યે કહો,
  ગમે મુજને શ્રીમહાપ્રભુ ભોવન જો— શી. ૧૫
શ્રીમહાપ્રભુને ઘેર શ્રીગોવર્ધન નાથજી,
  રૂતુ સારને સમે સમે ભગવાન જો;
વિવિધ પ્રકારના વૈભવ વ્હાલા આપને,
  વિવિધ પ્રકારનાં સુખ તણાં સાધન જો— શી. ૧૬
વિવિધ પ્રકારની સામગ્રી શ્રીનાથજી.
  ભોગ ધરે ત્યાં આપને મદનમોહન જો;
વિવિધ પ્રકારનાં કિર્તન ત્યાં થાયે વળી,
  અષ્ટ સખાને ચોરાશી વૈષ્ણવ જન જો— શી. ૧૭
બસેં બાવન ભગવદીયો જે થઇ ગયા,
  અને હરિતાદ્રશી વૈષ્ણવ જન જો;

સેવા તેમની ને લાડજ તેમનાં શ્રીહરિ,
  વિરહ તેમનો ને ભાવ તેમનો ભગવન જો-શી. ૧૮
નિસ્પૃહતાને ત્યાગ વૈરાગ્યજ તેમનો,
  નિરોધમાં નાથ બધા પુરાય જો;
સતસંગને ભાવ ભગવદીયો ઉપરે,
  રાખે એવો જે આપસમા ગણુતાય જો- શી. ૧૯
તેમના ભાવની આગળ મુજમાં કંઇ નથી,
  કેવળ હું છું શ્રીહરિ નિ:સાધન જો;
તુચ્છ જીવ હું દોશ ભરેલો છું ઘણો,
  પણ શ્રીમહાપ્રભુની કાંનીએ ભગવાન જો- શી. ૨૦
અષ્ટ સખાને વૃજ ભકતોની કાંનીએ,
  બિરાજો છો દાસ તણે માથેય જો;
કેવળ તેપણ અનુગ્રહ કરવા કારણે,
  નિજ બિરદને વચનજ માટેય જો- શી. ૨૧
શ્રીમુખ બોલ્યા છો શ્રીગીતાજી મહી,
  અર્જુન પ્રત્યે કીધો છે ઉપદેશ જો;
પત્ર, પુષ્પં. ફલં, તોયં, પ્રેમથી,
  અર્પણુ કરે તે અંગીકાર કરેશ જો- શી. ૨૨
વળી કહ્યું છે શ્રીમદ્ ભાગવત મહિં,
  ભકત બ્રાહ્મણુ સુદામા પ્રત્યેય જો;
શ્રીમુખ બોલ્યા છો તે હવે સાચુ કરો,
  હું તો રંકને છો પતિ તમેય જો- શી. ૨૩

મારૂ કહ્યું તે ભુલ્ય કરૂ છું હરિ,
  આપનું છે ને આપતણું ભોવન જો;
પધાર્યા છો પ્રિતમજી પ્રેમે કરી,
  તો માહારે કરવી ટેહેલજ શ્રીભગવન જો- શી. ૨૪
તે ટેહેલની રીતને પ્રિત કરૂ નહિં,
  અને ઇચ્છુ આપતણી કૃપાયજો;
કારણુ સિંધુ કૃપા તણા છો આપને,
  આપને ચરણે આવી પડયો છું પાય જો- શી. ૨૫
માટે દોષ ન જોશો દયાળુ દીનના,
  કરશો અંગિકારજ દેઇ સેવાયજો;
ચંચલ મન શ્રીચરણુમાં ચોટે નહિં,
  તેને રાખો ચરણે શ્રીવૃજરાય જો- શી. ૨૬
પદ્મનાભદાસનાં છોલાં આરોગીયા,
  એમ આ મીશ્રી કેરો ભોગ ધર્યોયજો;
આરોગો અલબેલાજી આનંદથી,
  જેવો તેવો પણુ હું આપતણોય જો- શી. ૨૭
પદ્મનાભની પાસે તો કંઇ હતું નહિં,
  તેથી ધરતા છોલાંને લેતા પ્રસાદ જો;
તેમના ભાવની આગળ મારૂ કંઇ નથી,
  ભાવહિણુ હું એવો છું નાદાન જો- શી. ૨૮
નિરોધ કીધો નથી એકે ઇંદ્રિ તણો,
  લૌકિકમાં મન મારૂં લલચાય જો;

આપની ઇચ્છા અને કૃપાથી સૌ થશે,
રૂડું એવું સમજી ન ચિંતા તજાય જો- શ્રી. ૨૯
લાયક નથી હું સેવામાં શ્રીનાથજી,
માટે સેવોપયોગી દીઓ શરીર જો;
તન મન ધન ને બુદ્ધિ આપ ચરણમાં,
અર્પણ કરીને આરાધુ બળવિર જો- શ્રી. ૩૦
નિ:સાધન હું નાથ વિનવું શું આપને,
કઇ પેરે કરૂં આપને પ્રસન્ન જો;
એક આપની વડાઇને પ્રભુતાઇથી,
દાસના દાસને દ્યો હવે દર્શન જો- શ્રી. ૩૧

## ધોળ ૧૩ મું.

### ( રાગ કાફી. )

ભટકતા ભવમાંરે ગયા કાળ કોટિ વહિ—એ રાગ.
કલ્પાંન્ત કરાવોરે, હરિ હવે શું કરવા?
જાણીને શું તાવોરે, બાંના કેરી પત્ય જવા— કલ્પાંન્ત. ૧
શરણે આવ્યો શ્યામ તમારેને જાણી દીન દયાળ,
હવે હરિ શું અળગો રાખો? છોડીસ નહિં તમ છાલ;
વ્હારે મારી આવોરે, માગુ છું ભવ ઉગરવા— કલ્પાંન્ત. ૨
છાલ નહિ છોડુ કહુ કૃપાળુ, પણ રાખ્યો ટેકજ રહે,
કલ્પ તરૂ છો ત્રિકમજીને, કલ્પતરૂશ્રી ગુરૂએય;
તેની તળે બેઠારે, મુઝઇ દેસો કયમ મરવા— કલ્પાંન્ત ૩
હદ થઇ હવે હરિ કહુ છું ને, મેહેર કરો માહારાજ,

માયા મુજને બહુ પીડે છે, રાખોને રાંકની લાજ;
હોસત્ય તણા સ્વામીરે, દુષ્ટથીના દયો ડરવા— કલ્પાંન્ત. ૪
સ્વામી કહુ છું સત્યનાને, જાુઠો હું જગદિસ,
પળગળનો અપરાધ છું પણ પ્રભુના કરશો રિસ;
કારણ કરસાહયો રે, હતો હરિ શું કરવા ?— કલ્પાંન્ત. ૫
શ્રાવણ સુદી એકાદશીએ, ગઈ અર્ધ નિશાય,
શ્રીવલ્લભ પાસે પ્રગટ થઇને, આપ છો શું તે વધ્યાય ?
વચનતે પાળોરે, દાસનાં દુઃખ હરવા— કલ્પાંન્ત. ૬
માટે કહુ છું કરગરીને, દયો સતસંગ સદાય,
સેવા ભક્તિ આપો વ્હાલા, જીવતા સુધી હો જાદવરાય,
દાસ ભગો વિનવેરે, અંત સમે ઉગરવા— કલ્પાંન્ત. ૭

## ધોળ ૧૪ મું.

### ( રાગ પ્રભાત. )

શ્રીગોલોકના વાસીરે, શ્રીગોકુળ નાથજીરે;
વ્હાલા મારા કોટી બ્રહ્માન્ડના ઇશ,
આલાક ને પરલોકનારે, વ્હાલા મારા છો ધણીરે;
વ્હાલા મ્હારા વૃજ જનના પ્રાણેશ. શ્રી. ૧
વિવિધ લીલાઓરે, વ્હાલા મારા આપનીરે;
જેવી લીલા તેવાં ધરીયાં નામ,
દેવકી ઉદરથીરે, પ્રકટયા જ્યારે શ્રીહરિરે;
ત્યારે પડયાં દેવકી નંદન નામ. શ્રી. ૨
જશોદાના જાયારે, ખેલ્યા ઉત્સંગ એમનીરે,
ત્યારે કહ્યા યશોદાના લાલ,

ગોકુળમાં ગૌ ચારીરે, ત્યારે ગોપાળ કહ્યારે,
કીધાં વૃજજન સાથે વ્હાલ. શ્રી. ૩
દહી દુધ માખણુરે, ચોર્યાં જ્યારે વૃજમાંરે;
ત્યારે કહ્યા નવ નિત કેરા ચોર,
થેઈ થેઈ નાચ્યારે, વૃજજન આગળેરે;
બન્યા મુગ્ધ માખણે નંદ કીશોર. શ્રી. ૪
યશોદાએ બાંધ્યારે, દામડે માપનેરે;
ત્યારે પડયું દામોદર એવું નામ,
ભકતવશ ભગવાનજરે, પ્રેમ જોઇ ભક્તનોરે;
થઇ આધિન કરો છો સૌ કામ. શ્રી. ૫
ગોપ-ગૌ થયારે, સર્વાત્મા શ્રીનાથજીરે;
હણ્યો મોહ બ્રહ્માનો મોહન,
કાળી નાગ નાથ્યોરે, ગોપ-ગૌ કારણેરે;
ત્યારે કહ્યા કાળીના મર્દન. શ્રી. ૬
ઇંદ્રની ઉજાણીરે, આરોગ્યા શ્રીનાથજીરે;
અને પૂજ્યો પૂજાવ્યો ગોવર્ધન,
ત્યારે કીધો કોપજરે, ઇન્દ્રે વૃજ ઉપરેરે;
અને જ્યારે કંપ્યાં સૌ વૃજજન. શ્રી. ૭
ટચલી આંગળીએરે, ગિરિરાજ તોળીયોરે;
અને કીધી સૌ વૃજની રક્ષાય,
ગોવર્ધન ધારીરે, ત્યારે કહ્યા આપનેરે;
અને બન્યા સૌના પ્રાણ દાતાય. શ્રી. ૮
સ્તુતિ કામ ધેનુને, ઇંદ્રે કીધી આપનીરે;

ત્યારે પડીયું ગોવિંદ એવું નામ,
દેવ દમનને, ઇન્દ્ર દમન થયારે;
અને કીધાં નિજ ભકતોનાં કામ. શ્રી. ૯
નટવર નાગર નૃત્યજરે, કીધાં વૃજ જન સંગમાંરે;
અને કીધી રજની ખટ માસ,
રાસ રમાડયાંને, રમ્યા જ્યારે રંગમાંરે,
ત્યારે કહ્યા રાસ બિહારી ખાસ. શ્રી. ૧૦
કંસને ભુપાતોરે, કીધો જ્યારે શ્રીહરિરે,
ત્યારે કહ્યા કંસાદિક મર્દન;
તે હરિ પ્રગટીયારે, આ કળીયુગમાંરે;
લેવા ભાગ્ય વાલાજી નિજ જન. શ્રી. ૧૧
શ્રીવલ્લભ વિઠ્ઠલરે, શ્રીગોવર્ધનનાથજીરે;
ત્રેણુ એક સ્વરૂપે મહારાજ,
પુષ્ટી પંથ સ્થાપીરે, લીલા સૌ પ્રગટ કરીરે;
લઇ શરણે કીધાં કોટીનાં કાજ. શ્રી. ૧૨
પતિતનો પતિતજરે, દુષ્ટ દુરમતિ ઘણોરે;
વ્હાલા મારા અધમોના ઉદ્ધાર,
દીન દયાળુરે, શ્રીગોવર્ધનનાથજીરે;
દીન દાસને અન્ય નથી આધાર. શ્રી. ૧૩

## ધોળ ૧૫ સું.

### રાગ ઉપરનો મનને શિખામણ.

હો મન મારારે, હો મન મારારે, ચાલો આપણા દેશમાંરે;
હાવે શાને આડુ અવળુ જાય ?

દેવને દુર્લભરે—હો દેવને દુર્લભરે, આ દેહ ફરી નહિં મળેરે;
માટે મારૂ માનુ તો સુખ થાય, હો મન મારા. ૧
અની હો, ઘણા દેશ જોયારે, (૨) અથડાયો અતિ ઘણુંરે;
પણ ક્યાંઇ દીઠુ નહિં મેં સુખ,
હાવે હુ તો થાકયોરે, માનીને તાહ્યરૂરે;
પામ્યો હું પાર વિનાનુરે દુઃખ. હો મન મારા. ૨
અની હો બહુ જનમથીરે (૨) વિયોગી હું નાથનોરે;
હાવે હુતો ઇચ્છું હરિ દર્શન,
ત્યાંથી હું આવ્યોને, મારે હાવે ત્યાં જવુંરે;
જેથી છુટે ચોરાશીનું બંધન. હો મન મારા. ૩
માટે બીજે રસ્તેરે (૨) જઇસ ના મન માહ્યરારે;
ઘણા ઘણા ભય છે રસ્તામાંહ્ય,
કાંટા ને કંથારરે (૨) સર્પ વિંછી છે ઘણારે;
વળી મોટા વાઘ વરૂ છે ત્યાંય. હો મન મારા. ૪
માટે મારૂ માનીરે (૨) સિધ્ધે રસ્તે ચાલજેરે;
ગયા જે રસ્તે મોહોટા મહંત,
દાસ ભગાનેરે (૨) દાવ આવ્યો હાથમાંરે;
માટે હાવે કરીશ નહિં કાંઇ તંત. હો મન મારા. ૫

## ધોળ ૧૬ મું.

### (પ્રભાત રાગ.)

શ્રીનાથજી શરણે હું આવીયો, બળતો ઝળતો આવારે,
ત્રિવિધિ તાપમાં તપાયલોરે, અન્ય કોણ ઉગારે ? શ્રીનાથજી. ૧
પંચ વિષયોના પાસમાં પુર્ણ હું લબદાયો,
આધિ વ્યાધિને ઉપાધિમાંરે,મિથ્યા જન્મ ગુમાવ્યો. શ્રીનાથજી. ૨

આષા તૃષ્ણાની સરિતાયો વિશે, મોહ પુરમાં તણાયો,
કર સાહિને બાહાર કાઢજોરે, હરિ હું તમારો કહેવાયો. શ્રીનાથજી. ૩
મનનીરે જવાળાઓ ઓલવો; શિતળ કરો જ્ઞાન જળથી.
શરણે આવ્યોને શિતળ ના થઉ તો,
જીવતો મુઓરે આ પળથી. શ્રીનાથજી૦ ૪
જેવારે શોભો મારા નાથજી, મારા હૃદયે બિરાજો;
દાસ ભગાના સ્વામી શામળારે,
ગિરિધર માથે મારે ગાજો. શ્રીનાથજી૦ ૫

## ધોળ ૧૭ મું.—જીવને શીખામણ.

રાગ કાફી—(ભટકતાં ભવમાંરે—એ રાગ.)

હો જીવ મુસાફરરે, મિથ્યા શુ તું ટીચાઇ મરે,
અથડાયો અતિ ઘણું રે, હાવે જા તું તારે ઘરે,
ભુલો પડયો ભવ કુપમાં ને, ભુલ્યો સાચોજ પંથ,
એ રીતે નહીં આરો આવે, ખોળી કાઢયને સાચા સંત,
બોનીયાજે પ્રભુ ઘરનારે, પોહોચાડે તુને ત્યાંજ ખરે. હોજીવ. ૧
ભાન તુને રહ્યું નથી ને તારા ઘરનુંજ ભાઇ,
કયાંથી આવ્યો ને કયાં જાવું તેની ખબર નથી કાંઇ,
તેથી તારે માટે રે, કહુ છું જોતું ચિત્ત ધરે. હોજીવ. ૨
તું પ્રભુનોદાસ છું ને જાવું તારેજ ત્યાંય,
શ્રીમાહાપ્રભુજીની કૃપા વિના, તે વળવાનું નથી કાંય,
તેથી વદ વલ્લભરે, રાખી વિશ્વાસ ગળે. હોજીવ. ૩

અષ્ટાક્ષરનો મંત્ર અહર્નિસ જપ્યને દાડી રાત,
શ્રીમાહાપ્રભુજીનાં વચનામૃત જે, પ્રકટ છે સાક્ષાત,
પાન કર પ્રેમથીરે, જઇને તું સતસંગે. હોજીવ. ૪
અન્યાશ્રયને, અશમર્પિત, છોડી દે શીર સાટ,
વ્હાલો મારો વેગે આવી, સ્હાશે તારો હાથ,
વચન શ્રીનાથનુરે, શ્રીમાહાપ્રભુજી કાંની એ. હોજીવ. ૫
તે વિના સિદ્ધાંતને, રહસ્ય નહિં સમજાય,
માહાત્મ્ય જાણ્યા વિના માર્ગનું, આનંદ ક્યાંથી થાય ?
નથી એવો સાંધોરે, કે વાટે કે હાટે મળે. હોજીવ. ૬
જે પળે જે કરે "હરિ તેને જ સાચુ માન્ય,
પ્રભુની ઇચ્છાએ સૌ થાયે, એમાં તુજ કલ્યાણ,
માની એમ મનથીરે ચિંત્યાને તું દુર કરે. હોજીવ. ૭
ધુતીને ખાનારાં સર્વે આ સંસારની માંય,
પુત્ર, પત્નિને, બેની બંધવ જો ધન પાસતું હોય
સગાં થઇ આવે રે ભાઈ બાપ કહેતાં ખરે. હોજીવ. ૮
એમજ સર્વે સ્વાર્થનું સગુ વ્હાલુ સૌ જાણ્ય,
તેમાં મિથ્યા મોહી રહ્યો તું, રાખીને અભિમાન,
છોડય હવે મમતારે ભજ્ય રાધે કૃષ્ણ હરે. હોજીવ. ૯
મનુષ્યા દેહ દેવતાને દુર્લભ ક્ષણ ભંગુર છે એહ,
અણચિંતવ્યુ આવશે આંણું, ત્યારે શું તું કરેશ ?
દીન દાસ કહે છે રે ચેત હજી હાથ પળે. હોજીવ. ૧૦



## છપ્પા.

હરિ વિણુ બોલવું અન્ય વૃથા છે મનવા મારા,
હરિ વિણુ જોવું અન્ય વૃથા છે મનવા મારા;
હરિ વિણુ ગાવું ગાન વૃથા છે મનવા મારા,
હરિ વિણુ અન્યનાં માન, વૃથા છે મનવા મારા;
વૃથા છે હરિ વિણુ સૌ, રાજ્યપાટ સુખ સ્વર્ગનું,
ભગવાનદાસ હરિ વિણુ સૌ વૃથા છે અપવર્ગનું. ૧
બહુ બોલો હુંશીયાર, કદી નવ સાચો હોયે,
એના બોલમાં વિશ્વાસ રાખે તે ગોદા ખાયે;
બહુ બોલો નિજ ભુલ્ય, સદા સંતાડી રાખે,
પોતાની ચતુરાઇ કરીને, દાબી નાંખે;
એવા બહુ બોલા થકી, સંભાળીને ચાલવું,
ભગવાનદાસ શ્રીહરિ તણું, નામ હૃદયમાં રાખવું. ૨
વાણી કરાવે ઝેર, વેર વાણીથી થાયે,
વાણી કરાવે પ્રિત ગુણ સૌ જગમાં ગાયે;
વાણીથી વેરી વશ, પાય પડતો એ આવે,
વાણીથી ગયલું રાજ્ય, સરીખું પાછું આવ;
અનંત કોટી બ્રહ્માન્ડનો, ઇષ જે કહેવાય છે,
ભગવાનદાસ તું ભજ હરિ, વાણી એ વશ થાય છે. ૩
ડાહ્યો જગમાં તેહ જેણે જન દુભવ્યા ન કોઇ,
ડાહ્યો જગમાં તેહ વચનજ કાઢે જોઇ;
ડાહ્યો જગમાં તેહ સલહા સાચીજ આપે,
ડાહ્યો જગમાં તેહ સહે કઠોરાદિક આપે;

જગમાં ડાહ્યો એક જેહ શ્રીવલ્લભને શરણે ગયો,
ભગવાનદાસ તું ભજ હરિ, અવસર આવશે નહિ-
હાથથી ગયો. ૪

લુણ હરામી લાભ જોઈને લલચાઈ જાયે,
સગો ભાઇ કે બાપ શેઠ પોતાનો હોયે;
ભલે હોય સ્વઇષ્ટ, દેવ પણ છોડે ન તેને,
ના ચુકે લુણ હરામ, કરવાની ટેવજ જેને;
ડરવું એનાથી સદા, વિશ્વાસે ન રહેવું કદી,
ભગવાનદાસ તું ભજ હરિ, ઉગારશે તને એ સહી. ૫

લુણ હરામી નિત્ય લુણ હરામજ કરશે,
જેનાથી ગુજરાન બગાડી પેટજ ભરશે;
ઉજળું એટલું દુધ દેખીને દોડે ખાવા,
દમડી માટે શિર છેદે કરી કાવા દાવા,
એવો લુણ હરામી કેમ જનની જઠરે ના બળ્યો ?
ભગવાનદાસ હરિ ભજન વિણ આ દેહ મળ્યો-
કે ના મળ્યો. ૬

સ્વારથજ થાતો હોય, પારકું છોને બગડે,
સ્વારથ થાતો હોય, વસે ભયંકર વગડે;
સ્વારથ થાતો હોય, જુએ નહિ જાત કજાત,
સ્વારથ થાતો હોય, કરે પર ઉપર ઘાત;
સ્વાર્થજ થાતો હોય તો, ના જુએ દોષ કે પાપને,
ભગવાનદાસ એ સ્વાર્થી, ના છોડે મા કે બાપને. ૭

નગુણો માણુસ ગુણુ ગણે નહિ કોઇના મનમાં,
દેખે નહિ સદ્ગુણુ, જગતમાં કોઇ જનમાં;
જેવા ઉરમાં ગુણુ, તેવો તે અન્યને ભાળે,
સૌને પોતા સમ જગતમાં એહુજ ન્યાળે;
અળગો રહે એવા થકીને, કરત સંગ સદાય,
ભગવાનદાસ તું ભજ હરિ, ગ્રહિ વલ્લભ શરણુ સદાય. ૮

કદર નહિ જ્યાં હોય, જીવડા કદી ન જઇએ,
કદર નહિ જ્યાં હોય, જીવડા કદી ન રહીએ;
કદર નહિ જ્યાં હોય, મહેનત મિથ્યા જાયે,
કદર નહિ જ્યાં હોય, જીવને કલેશજ થાયે;
કદરદાન શ્રીકૃષ્ણ છે, તેને શરણે તું જઈ,
ભગવાનદાસ તું ભજ હરિ, એ વિણુ તારૂં કોઇ નહિ. ૯

શ્રીવલ્લભ વિણુ નહિ કોઇ જગતમાં જીવડા તારૂં,
સ્વાર્થીઓ સંસાર કરે સૌ મારૂં તારૂં;
જો ધન પાસ તું હોય, સગાં થઇ આવે સર્વે,
દુઃખમાં તારૂં ન કોઇ, પાણી પણુ પાય નહિ પર્વે;
માટે મોહ મિથ્યા સૌ, છોડી હરિ ચરણે રહે,
ભગવાનદાસ તું ભાવથી, શ્રીવલ્લભ શ્રીવલ્લભ નિત્ય કહે. ૧૦

શ્રીવલ્લભની આજ્ઞા માન્ય તું મનવા મારા,
એમાં તુજ કલ્યાણુ આવશે સુખના વારા;
મુકી આળ પંપાળ શ્રીહરિની સેવા કરને,
જો ના સેવા થાય ચિત્ત હરિ ચરણે ધરને;

રહે ના ચિત્ત હરિ ચરણુમાં, તો સત્સંગમાં જાતો રહે,
દીન દાસ શ્રીકૃષ્ણુઃ શરણું મમઃ કે શ્રીવલ્લભ-
વલ્લભ તું કહે. ૧૧
મનવા મારૂં માન્ય, હવે શું ઝાઝું કહેવું ?
ક્ષણુભંગુર આ દેહ, છોડી તે પડશે જાવું;
અથડાયો છું અતિ, હવે જરા જંપને ભાઇ,
ઇંદ્રવચણા સમ સુખ, સંસારની માંહી;
વિષ્ટા સમ વિષયો બધા, તેથી તું અળગો રહે,
દીન દાસ કહે ભટકવું, મુકી શ્રીહરિ હરિ કહે. ૧૨
ચિંત્યા ધર નહિ ચિત્ત, હરિ સૌ સારૂં કરશે,
ભરૂસો હરિનો રાખ્ય, સુખ સૌ આવી મળશે;
તુળશી દળ લઇ હાથ, સમર્પ્યું છે સૌ હરિને,
તારૂં છે નહિ કાંઇ, વળે શું ચિંત્યા ધરીને;
સાંપ્યું જેને તેહ તો, તારી ચિંત્યા નિત્ય કરે,
ભગવાનદાસ તું ભજ હરિ, રાખી વિશ્વાસજ ગળે. ૧૩

## જીવ અને મનોપદેશ.

### દુહા.

જનુની જઠરે આવીયો, ત્યાં દુઃખ અનુભવીયાંય;
નર્કની પીડયાથી અધિક, જાય ન તેજ સહ્યાંય. ૧
ત્યારે તેં વિનવ્યા શ્રીહરિ, કરીને બહુ પોકાર;
બહાર કાઢોને શ્રીહરિ, ભુલું નહિ ઉપકાર. ૨
સેવા સમરણુ આપનાં, અને હરિ સત્સંગ;
દાન દયા ને દીનતા, ભુલું નહિ ભગવંત. ૩

પણ તારી જીભાનના, નોહોતા અજાણ્યા નાથ;
તેથી જમાંની જમતણી, લખાવી લઇ તુંજ હાથ. ૪
બાહાર કાઢયો જ્યાહરે, ખાધો કળીનો વાય;
બે વચની તું બોલીયો, હું અહીં ને તું ત્યાંય. ૫
એવો લુણ હરામી તું, બેવચની નાદાન;
કોલને તું ભુલી ગયો, નહિ છોડે ભગવાન. ૬
કાયા નગરીમાં ગાદીયે, બેસાડયો હરિએય;
તેમને તું ભુલી ગયો, સમર્યા નહિ કદીયેય. ૭
એવો લુંણ હરામી તું, ભુલ્યો છું ઉપકાર;
પણ નગરી લુંટી જશે, કાળ તણા સરદાર. ૮
કલ્પ વૃક્ષ એ દેહ છે, ચિંતામણી કહેવાય;
જેવું ચિંતવું ચિત્તમાં, તે ફળ પામું ત્યાંય. ૯
દુર્લભ મનુષ્યા દેહની, દેવ કરે ઇચ્છાય;
હરિ સેવાને હરિ ભજન, કરવા સતસંગ માંહ્ય. ૧૦
ન્હાવા ગંગા માતને, કરવા યમુનાં પાન,
સ્વર્ગે પણ તે સુખ નહિ, ભજવા શ્રી ભગવાન. ૧૧
એવો દેહ મળવા છતાં, ચેતુ નહિ જીવરાજ;
પાછળથી પસ્તાઇશ તું, કહું છું તારે કાજ. ૧૨
વિજ ઝબુકા સમ એ, ક્ષણભંગુર છે દેહ;
અણચિંતવ્યું આંણુ આવશે, ત્યારે શું તું કરેશ ? ૧૩
કાયા નગરીની મહીં, અંતઃકરણ પેઢીયેય;
વણજ કરવા કારણે, બેસાડયો હરિએય. ૧૪

વણુજ શ્રીહરિના નામનો, કરવાનો તારેય;
તેને બદલે આળસુ, બનીયો તું ભારેય. ૧૫
ધીક ધીક તારા જન્મને, જો ભુલ્યો હરિનેય;
બેવચની લુંણુ હરામીને, તુંથી કોણુ હશેય ? ૧૬
જેની કૃપાથી પામીયો, ઉત્તમ મનુષ્યા દેહ;
તને તું ભુલી ગયો, ધીક તુંજ ડહાપણુનેય. ૧૭
જેની કૃપાથી પામીયો, ઉત્તમ ખાન ને પાન;
તેને તું ભુલી ગયો, એવો તું નાદાન. ૧૮
જેની કૃપાથી પામીયો, વૈભવ અપરંપાર;
તેને તું ભુલી ગયો, મુરખ મુઢ ગુમાર. ૧૯
તન, ધન, કુળ કુટુંબને, પુત્ર અને પરિવાર,
મળીયાં તેથી શું થયું ? જો ન ભજ્યા ગિરિધાર. ૨૦
ચાર વેદ ષટ શાસ્ત્રને, પુરાણુ અરાઢેય;
જાણું તેથી શું થયું ? ચિત્તન ગુરૂ ચરણેય. ૨૧
ખમા ખમા કહે સૌ તને, દેશ અને પરદેશ;
એવાં માન શું કામનાં, જો ન ભજ્યા પરમેશ. ૨૨
વૃત્ત અને ઉપવાસ બહુ, પાળુ શુદ્ધ આચાર;
પણુ પ્રિત ન શ્રીગુરૂ ચરણુમાં, તો ફળની બહુ વાર. ૨૩
કવિતા વિવિધ પ્રકારની, જાણું સંગિત શાસ્ત્ર;
પણુ પ્રિત ન શ્રીગુરૂ ચરણુમાં, તો નિષ્ફળ એ સૌ માત્ર.૨૪
વિદ્યા વિવિધ પ્રકારની, હુન્નરો ને કળાય;
જાણું તેથી શું થયું ? જો ન ભજ્યા જદુરાય. ૨૫
સાર્વ ભૌમ ગાદી મળી, વૈભવ ઇંદ્ર સમાન;

મળીયા તેથી શું થયું ? જો ન ભજ્યા ભગવાન. ૨૬
લાડી વાડી ગાડીને, ઉંચા રંગ ભૂવન;
તે સુખમાં ભુલી ગયો, શ્રીવલ્લભ ભગવાન. ૨૭
શ્રીવલ્લભ વલ્લભ તું કહે, એ છે દીન દયાળ;
તારી કર્ણી નહિં જુએ, દેશે ઉત્તમ દાન. ૨૮
ઉત્તમ દાન શ્રીનાથનું, તન મન ને એ ધન;
તેના સેવા ને સ્મરણ, દેશે શ્રીભગવાન. ૨૯
શ્રીવલ્લભ છે વલ્લભ ઘણા, શ્રીજી તન મન ધન;
શ્રીવલ્લભ ચરણ શરણમાં, શ્રીજી સદા પ્રસન્ન. ૩૦
ગુરૂ કૃપાએ પામીયા, ઉત્તમ ફળ અનેક;
મનવા શ્રીવલ્લભ ચરણ. રાખ્ય ભરૂસો ને ટેક. ૩૧
અર્પ્યું શ્રીહરિને પછી, તારૂ તે શું છેય ?
ચિંત્યા તું શાની કરે, હરિ સૌ શુભ કરેય. ૩૨
મનવા મારા માન્ય તું, શ્રીવલ્લભની શીખ;
માથે ધણી સમૃથ છતાં, શાની રાખે બીક ? ૩૩
સમુદ્ર જળ ખારૂ સદા, એવો આ સંસાર;
શ્રીવલ્લભનો આશ્રય કરૂ, તો ઉતરૂ ભવપાર. ૩૪
સમુદ્ર ભરતી ઓટનાં, મોજાં આવે જાય;
તેમજ આ સંસારમાં, સુખ દુ:ખ આવે જાય. ૩૫
માયામાં મન જે રહે, તે જો હરિમાં જાય;
જન્મ મરણનાં દુઃખડાં, તેનાં ફીટી જાય. ૩૬
સાર નહિ સંસારમાં, ઝાંઝવા જળ સમ એહ;

દેખુ સુખ તું જેહમાં, દે દુઃખ તેનું તેહ. ૩૭
શ્રી વલ્લભને શરણે જાં, દુઃખ સૌ દુરજ જાય,
આનંદના સાગર વિષે, મનવા તું નિત્ય ન્હાય. ૩૮
સદાનંદ ને નિત્ય સુખ, જો તું ચાહે મન;
શ્રીવલ્લભ ચરણુ શરણુમાં, રહે તું નિશને દિન. ૩૯
ધન્ય જનમ જીવ તાહ્યરો, ધન્ય ધન્ય માત પિતાય;
શ્રીવલ્લભ ચરણુ શરણુમાં, જો તું રહે સદાય. ૪૦
દીન દયાળુ શ્રીહરિ શ્રીવલ્લભ વૃજરાય;
કૃપા કરે જે જીવ પર, દે સતસંગને સેવાય. ૪૧
સેવા સમ અન્ય સુખ નહિં, સાધનને ફળ એહ;
શ્રીવલ્લભની કૃપા વિના બને ન જીવથી તેહ. ૪૨
ઇર્ષા કર ના કોઇ પર, હોય હિતસ્વી કે દુશ્મન;
રૂડુ ચ્હા તું સર્વનું, તો રીઝશે શ્રીભગવન. ૪૩
સત્ય વચન અને દીનતા, કોમળ હૃદય તું રાખ્ય;
દીલ દુભાવ્ય ન કોઇનું કુડ કપટને કાઢી નાખ્ય. ૪૪
મનમાં કશુક અને મુખ થકી, બોલું તું કંઇ અન્ય;
એ તારા પ્રપંચથી રીઝશે નહિં ભગવન. ૪૫
ન્યાત જાત ને કુળ પણ, વાણી ઓળખાવેય;
ઇજત આબરૂ ને નુર પણ, વાણી વધરાવેય. ૪૬
વિદ્યા વિણુ પણ વાણીએ, વિદ્વાનથી વધેય;
વિદ્વાનને વાણી નાહં તો વિદ્યા નવ શોભેય. ૪૭

॥ श्रीकृष्णार्पणमस्तुः ॥